# પ્રકાશકનું નિવેદન

ભાષાઓના અભ્યાસ માટેના દૃષ્ટિકોણ હવે તો સારી પેઠે બદલાયા છે, એમ કહેવા કરતા ભાષાઓના અભ્યાસ માટેના આવા દૃષ્ટિકોણ હવે પ્રાપ્ત થયા છે એમ કહેવુ વધારે યોગ્ય થશે ભાષાઓના અભ્યાસ માટેની યોગ્ય પદ્ધતિ મળી જાય તો પ્રજા પ્રજા વચ્ચેના અતરો ઘણા ઓછા થઈ જાય અને વિશ્વ એક માળો બની શકે જે સાસ્કૃતિક સદર્ભોમાંથી ભાષા પસાર થઈ હોય છે તે સંદર્ભો આવા અભ્યાસ દ્વારા પામી શકાય છે

શ્રી શાતિભાઈની પાસે આવા અભ્યાસો માટેની સૂઝ છે કચ્છીનો અભ્યાસ કરવાનુ એમને પ્રાપ્ત થયું ડૉ પ્રબોધભાઈ પડિત પાસે ત્યાં એમને જે કામ સોપાયુ હતુ તે તો પૂરુ થયુ હતું પણ આવા વિષયમા તો સામાન્ય જનને જ્યા પૂરુ થતુ લાગે ત્યા જ એની શરૂઆત છે એમ સાચો અભ્યાસી જુએ શાંતિભાઈ પણ વિષયમા આગળ ને આગળ જવાનો પ્રયાસ કરી રહ્યા છે એમ કરતા એક સારી શબ્દાવલિ તૈયાર થઈ શકી એ શબ્દાવલિ એમણે ડૉ પડિતને બતાવી અને પોતે સાચી દિશામા છે તેની પતીજ કરી લીધી ડૉ પડિતે પણ એ કામ માટે સમય કાઢયો એટલુ જ નહિ, પણ એની ભૂમિકા પણ લખી આપી એ માટે હુ એમનો આભાર માનું છુ

આ શબ્દાવલિ આ દિશામા પ્રારભ જ છે એ અમે જાણીએ છીએ, પણ એ પ્રારભ યોગ્ય દિશામા છે એની અમને શ્રદ્ધા છે, અને જે કાંઈ માહિતી આપણી પાસે છે તે પરથી એમ પણ કહી શકાય તેમ છે કે આ દિશા ગુજરાતીમાં તો સાવ અક્ષુણ્ણ જ આજ સુધી રહી છે એ બાજુ આ પહેલાં પગલાં છે, છતા એ નિશ્ચિત મુદ્રાવાળા છે તેથી ભવિષ્યમા એ દિશામા જનાર સૌ કોઈને એનાથી લાભ થશે એમ અમે માનીએ છીએ

ગૂજરાત વિદ્યાપીઠે સંદર્ભ સાહિત્ય અને સશોધન સાહિત્ય ઠીક ઠીક પ્રમાણમાં અને સ્વીકૃત ગુણવત્તાવાળુ પ્રગટ કર્યું છે એમાં આથી ઉમેરો થાય છે આશા છે ગુજરાતના અભ્યાસીઓને આ પ્રયત્ન ઉપયોગી થઈ પડશે

૨૯–૮–'૬૬ રામલાલ પરીખ

## અનુક્રમણિકા

# "કચ્છી" વિષે

ગુજરાત યુનિવર્સિટીના ભાષાસાહિત્ય ભવનમાં કામ કરતી વેળાએ શ્રી શાંતિભાઈ આચાર્યને ભાષાવિષયક સંશોધનમાં પ્રવેશ કરાવવાનો પ્રસંગ પડતાં મેં એમને "કચ્છી"ના સ્વરૂપ વિશે કામ કરવા સૂચન કર્યું. આનાં બેત્રણ પ્રયોજન હતાં. એક તો સંશોધનની તાલીમ વસ્તુલક્ષી નિરીક્ષણથી થાય તે સારું, અને એ માટે પોતાની ન હોય એવી ભાષાથી શરૂઆત થાય તે વધારે સારુ. વળી ગ્રિયર્સનના સર્વેમાં જે ભાષા-બોલી વિશે ઉદાહરણો અને વ્યાકરણી રૂપરેખા આપવાનું રહી ગયું હતુ તેમાં કચ્છી પણ આવી જતી હતી (બીજી : ગોવા, મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં બોલાતી કોંકણી). આથી કચ્છી વિશે આધારભૂત માહિતી આવશ્યક પણ હતી. તદુપરાંત ભારતીય સંદર્ભમાં ભિન્ન ભિન્ન પ્રકારની દ્વૈભાષિકતા (અને બહુભાષિકતા)નાં સ્વરૂપોના અભ્યાસમાં મને રસ હોવા ઉપરાંત એ આશા પણ હતી કે કચ્છી-ગુજરાતી (અર્થાત્ કચ્છી-હાલારી) દ્વૈભાષિકતાનો નમૂનો ઉપયોગી થઈ પડશે. શ્રી શાંતિભાઈનું કામ પહેલા તબક્કામાં છે; કચ્છીના ધ્વનિઘટકો તારવીને શબ્દકોશ રજૂ કર્યો છે; આ પછીના તબક્કામાં હવે વ્યાકરણી રૂપરેખા અને બોલીભેદો આવે. આટલુ થતાં કચ્છી વિશે આધારભૂત માહિતી આપણી પાસે આવી ગણાય.

કચ્છીના ધ્વનિઘટકો તારવેલા છે એટલે આ શબ્દકોશમાંની કચ્છી શબ્દાવલિ તુલનાત્મક અભ્યાસ માટે ઉપયોગી થઈ પડશે. ગુજરાતી લિપિના સંકેતોને ગુજરાતી જોડણી સાથે જ સાંકળવા ટેવાયેલા વાચકોએ ગુજરાતી લિપિના સંકેતોને ધ્વનિયોજનાસૂચક સંકેતો તરીકે વાપરવાની આદત પાડવી પડશે (અને જેઓ એમાં ગુજરાતી જોડણીને ધ્વનિઅનુસારી માની બેઠા છે તેમને મુશ્કેલી પડવાનો સંભવ છે.), લિપિ અને જોડણીને જુદી રાખતાં શીખવું એ પણ ભાષાસમજ કેળવવા માટે ઉપયોગી છે શ્રી શાંતિભાઈએ આ પહેલ કરી છે. આવાં કામ ચીવટ માગી લે છે; થોકબંધ સામગ્રીને વારંવાર રજૂ કરી શકાતી નથી, એ એકાદ વાર જ થાય અને એ કરનારે જો કચાશ રાખી હોય તો એની ઉપર આધાર રાખીને સંશોધન કરનાર સહુને એના છાંટા ઊડે; સંશોધનની આ સામાજિક જવાબદારી શ્રી શાંતિભાઈએ ગંભીરતાથી સ્વીકારી છે અને પાર પાડી છે એમ કહી શકાય. શબ્દસૂચિ કરનારનું કામ

કોશકાર જેટલું વ્યાપક નથી; કોશકારે તો ચોક્કસ વ્યાખ્યાઓ આપવી જોઈએ, અર્થચ્છાયાઓની નોંધ લેવી જોઈએ, પ્રયોગોની ઓળખ આપવી જોઈએ. તેમ છતાં કોશકારનો આધાર આવી શબ્દસૂચિઓ ઉપર પણ હોય છે. આ શબ્દસૂચિ ભવિષ્યના કોશ માટે ઉપયોગી થાય તેવી છે.

કચ્છીના ધ્વનિસ્વરૂપને સિંધીના ધ્વનિસ્વરૂપ સાથે સરખાવીએ તો સ્વરતંત્રનું અચૂક સામ્ય જણાય છે અને એનાં ઐતિહાસિક કારણો પણ સમજાય છે. કચ્છી સ્વરતંત્રમાં પાંચ દીર્ઘ સ્વરો અને ત્રણ હ્રસ્વ સ્વરો છે તે જ પ્રમાણે સિંધીમાં એ જ પાંચ દીર્ઘ સ્વરો અને ત્રણ હ્રસ્વ સ્વરો છે. જે ફેરફાર છે તે હ્રસ્વ સ્વરોની ઉપસ્થિતિ ઉપરનાં નિયમનોના છે. કચ્છીમાં અંત્ય સ્થાનમાં હ્રસ્વ સ્વરો આવી શકતા નથી, જ્યારે સિંધીમાં અંત્ય સ્થાનમાં હ્રસ્વ સ્વરો આવે છે. આ ફેરફારનાં દૂરગામી પરિણામો સૂચક છે. સિંધીના નામનાં રૂપાખ્યાનોમાં સારી એવી વિવિધતા છે. અંત્ય હ્રસ્વ સ્વરવાળાં નામોનાં એકવચનબહુવચનનાં અને પ્રથમા સામાન્ય વિભક્તિનાં રૂપો અંત્ય દીર્ઘ સ્વરવાળાં નામોનાં રૂપોથી જુદાં પડે છે. કચ્છીમાં નામનાં રૂપાખ્યાનોનું વૈવિધ્ય રહ્યું નથી અથવા તો નહિવત્ છે. ધ્વનિતંત્રની વ્યાકરણી તંત્ર ઉપર અસર પડતી જ હોય છે અને સ્વરોની ઉપસ્થિતિ ઉપરનાં નિયમનો બદલાતાં સિંધીનાં સંકુલ નામિક રૂપાખ્યાનોને સ્થાને કચ્છીમાં સરળ નામિક રૂપાખ્યાનો મળે છે. વ્યંજનોમાં સિંધીના ધ્વનિઘટકો કરતાં કચ્છીમાં ઓછા ધ્વનિઘટકો છે. કેટલાક સિંધી-વ્યંજનોના ભેદક અંશોનો કચ્છીમાં વિલય થતાં (અંગ્રેજી 'અનકન્ડિશનલ મર્જર' થતાં) કચ્છીમાં વ્યંજનોના ઘટકો ઓછા થયા છે. ઉદા૦ સિંધીમાં ક અને ક઼ – કચ્છીમાં ક, સિંધીમાં ખ અને ખ઼ – કચ્છીમાં ખ, સિંધીમાં ગ અને ગ઼ – કચ્છીમાં ગ (નુક્તાનું નિશાન તે સ્થાનના સંઘર્ષી ધ્વનિનું સૂચક છે.) સિંધીમાં શ અને સ – કચ્છીમાં સ.

આ જાતના ફેરફારો ભાષા ઇતિહાસમાં નવીન નથી; પણ અહીં એક વિશિષ્ટ પરિસ્થિતિ છે. આપણા દેશના ભાગલા પડ્યા બાદ મોટા પાયા ઉપર સિંધી બોલનારા સમાજને પોતાના વતનમાંથી નીકળી જઈને અન્ય ભાષાસમાજોમાં વસવાટ કરવો પડ્યો છે. તેમાં ગુજરાત અને મહારાષ્ટ્રમાં મોટા પ્રમાણમાં આ સિંધી નિર્વાસિતો વસ્યા છે અને દ્વૈભાષિક બન્યા છે. એ લોકો ઘરમાં સિંધી બોલે અને બહાર તે તે પ્રદેશની ભાષા ગુજરાતી કે મરાઠી બોલે. આ નિર્વાસિતોની સિંધી તળપદી સિંધીથી જુદી પડવા માંડી છે; નિર્વાસિતોની સિંધીને આપણે "નિર્વાસિતસિંધી" નામ આપીએ. નિર્વાસિત-

સિંધીના ધ્વનિતંત્રમાં અન્ય હ્રસ્વ સ્વરો નથી, ક ક, ખ ખુ, ગ ગુ, એવાં જોડકાંઓમાંથી સઘળાં ધ્વનિઓનો વિલય થઈ ગયો છે

અન્તઃશ્વસિત (અમેરિકન ઇમ્પ્લોઝિવ) સ્પર્શો નહિવત્ છે આથી સિંધી નિર્તાસિતસિંધી ·· સિંધી. કચ્છી એવું એક સમીકરણ યોજી શકાય અને કચ્છીમાં જે ફેરફારો થયા છે તેના જ પ્રતિબિંબો નિર્તાસિતસિંધીમાં જોઈ શકાય ધ્વનિતંત્રના આ સમાન પરિવર્તનો ઉપર સમાન સાંસ્કૃતિક સંદર્ભ અનુમાનીએ તો એમ કહી શકાય કે જે સંજોગોમાં નિર્તાસિતસિંધીનું નિર્માણ થયું છે, તેવા જ કોઈ સંજોગોમાં કચ્છીનું નિર્માણ થયું હશે અર્થાત્ કચ્છીની પૂર્વભૂમિકા દ્વૈભાષિકતામાં હોવી જોઈએ જૂનકાળમાં સિંધમાંથી બહાર આવેલી પ્રજા ગુજરાતી (કચ્છમાં મરાઠીની શક્યતા ન હોવાથી) વસતિમાં દ્વૈભાષિક બની, પરિણામે આવાં પરિવર્તનો થયાં, જેમ અર્વાચીન કાળમાં સિંધમાંથી બહાર આવેલી પ્રજા ગુજરાતમાં વસતાં "નિર્તાસિતસિંધી" નીપજી છે તેમ

આ ઘટના ક્યારે થઈ હશે? ભાષાસ્વરૂપના પુરાવાને આધારે આપણે આ તર્કને હજી આગળ લઈ જઈ શકીએ જૂની ગુજરાતીમાં અન્ત્ય સ્થાનમાં હ્રસ્વસ્વરોને અવકાશ હતો ઉદા જૂ ગુજ રાતિ, અર્વા ગુજ રાત, જૂ ગુજ કાજુ, અર્વા ગુજ કાજ જો એ કાળમાં સિંધી ભાષકો ગુજરાતી ભાષકો વચ્ચે વસીને દ્વૈભાષિક બન્યા હોત તો સ્વભાષા અને પ્રદેશભાષા બંનેમાં અન્ત્ય સ્થાનમાં હ્રસ્વ સ્વરોની શક્યતાને લીધે સિંધી ભાષાના અન્ત્ય હ્રસ્વ સ્વરોના વિલયને અવકાશ ન મળત નિર્તાસિતસિંધીના અન્ત્ય હ્રસ્વ સ્વરોનો વિલય અર્વાચીન સંપર્ક ભાષામાં અન્ત્ય હ્રસ્વ સ્વરોના અભાવ સાથે સંકળાયેલો છે માટે, જૂની ગુજરાતી સાથે (જૂની) સિંધીની દ્વૈભાષિકતા, કચ્છીના સ્વરૂપને સમજાવવા કામયાબ ન થઈ શકે જે કાળમાં ગુજરાતીમાં અન્ત્ય સ્થાનના હ્રસ્વ સ્વરોનો વિલય થયો તે કાળ પછીની જ, દ્વૈભાષિકતાની, કચ્છીના સ્વરૂપ સાથે સંગતિ થઈ શકે મધ્યકાલીન ગુજરાતીમાં–પંદરમા સૈકા પછીની ગુજરાતીમાં અન્ત્ય હ્રસ્વ સ્વરોનો વિલય થયેલો માલૂમ પડે છે અને ત્યારબાદ ગુજરાતીમાં કાનમાન, સ્વરોનું ભેદક અંશ રહેતું નથી–હ્રસ્વદીર્ઘત્વ ભેદક અંશ તરીકે બધા સ્થાનમાંથી જતું રહે છે આથી, (મધ્યકાલીન) સિંધીનો મધ્યકાલીન ગુજરાતી સાથે સંપર્ક થતાં જે "નિર્તાસિત" સિંધી પ્રચારમાં આવી હશે તેનું પરિણામ વર્તમાન કચ્છી–આવો તર્ક કરી શકાય

સિંધી કચ્છીના ધ્વનિતંત્રની અને સિંધી નિર્વાસિત સિંધીના ધ્વનિતંત્રની ઝીણવટભરી તુલના, આ ભાષા જે સાંસ્કૃતિક સંદર્ભમાંથી પસાર થઈ છે તેની વિગતો, અને ગુજરાતીની પૂર્વભૂમિકાની ચોક્કસ માહિતી, વગેરે જેવા સંશોધનોથી ઉપરના તર્કોને નાણી શકાશે, વર્તમાનના ચોક્કસ નિરીક્ષણને આધારે ભૂતકાળનું અનુમાન કરી શકાય છે, નિર્વાસિત સિંધીઓની વિશિષ્ટ દ્વૈભાષિકતા કચ્છીના સ્વરૂપનું સૂચન કરે છે

શ્રી શાંતિભાઈ આચાર્યની આ શબ્દસૂચિ એમના જેવા બીજા ભાષા અભ્યાસીઓને આ ક્ષેત્રમાં સંશોધન કરવા પ્રેરે તો ભાષાદ્વૈભાષિકતા અને સંસ્કૃતિ વિશે આપણી જાણકારી સમૃદ્ધ થશે

પ્ર. બે. પંડિત

# સંપાદકનું નિવેદન

ગુજરાત યુનિવર્સિટીમા ડૉ પ્રબોધભાઈ પંડિતના હાથ નીચે ભાષાવિજ્ઞાન વિભાગમા કામ કરવાની તક મળતી ત્યાર તેમના માર્ગદર્શન હેઠળ કચ્છી ભાષા પર કામ કરવાનુ આવેલું એ કામ કરતા કરતા 'કચ્છીનો એક શબ્દકોશ તૈયાર કર્યો હોય તો?' એવો વિચાર ઝબકી ગયેલો આ વિચાર ત્યાર પછીથી શ્રુ ઉમાશંકરભાઈ પાસે રજૂ કરેલો શ્રુ ઉમાશંકરભાઈએ આવો શબ્દકોશ અત્યત જરૂરી છે તેનુ કહેતા પ્રસ્તુત વિચારને ગતિ મળી પરિણામે આજે ગુજરાત પાસે આ નાનકડી શબ્દાવલિ રજૂ કરવાનું મને સદ્ભાગ્ય પ્રાપ્ત થયુ છે

આ શબ્દાવલિની પૂર્વે 'કચ્છીના વિભાજ્ય ધ્વનિઘટકો'ના શીર્ષક તળે એક નાનો લેખ સહેતુક મૂકયો છે આ લેખ તે 'segmental phonemes of kacchi*'ના શીર્ષક તળે છપાયેલા લેખોની સવર્ધિત વિવર્ધિત આવૃત્તિ જેવો છે બીજી રીતે કહુ તો વિશેષ સામગ્રી મેળવીને કરેલી, આ, પહેલાના કાર્યની પુનર્વિચારણા જ છે પહેલાની સામગ્રી, કચ્છથી ઘણાં વરસોથી દૂર વસેલા અને ઉચ્ચ શિક્ષણ મેળવેલા તેવા કચ્છી ભાષકો પાસેથી મહદ્‌શે મેળવેલી હતી જ્યારે અહીં આપવામા આવી છે તે સામગ્રી, કચ્છના વિભિન્ન વિસ્તારોમા ફરીને મેળવેલી અને તપાસેલી (Checked) હોઈ, મારુ માનવુ છે કે તેના પરિણામે વધારે ચોકસાઈ તરફ દોરી જનારા નીવડશે આથી આ લેખનો અહીં સમાવેશ કર્યો છે

આ ઉપરાત, કચ્છીની શબ્દાવલિ લિપિબદ્ધ કરવા માટેની પૂર્વ ભૂમિકા નિર્દેશવાનું પણ આ લેખને અહીં મૂકવા પાછળ કારણ છે જ કચ્છીને પોતાની લિપિ નથી કચ્છી ભાષકો પોતાનો ભાષાવ્યવહાર ગુજરાતી લિપિ દ્વારા કરે છે કચ્છી ભાષાના આલેખન માટે, આમ, ગુજરાતી લિપિ રૂઢ બની ગયેલી છે આ રૂઢ થયેલી લિપિમા કચ્છીના આલેખન માટે જો કચ્છીના ધ્વનિઘટકોને અનુસરતા થોડા સુધારા-વધારા કરવામા આવે તો પ્રસ્તુત લિપિ કચ્છીની પોતાની જ બની રહે તેમ જણાય છે પરતુ આમ કરવા

*જુઓ ગુજરાત યુનિવર્સિટીનુ સામયિક '*Vidya*'ના Vol VII ના માર્ચ ૧૯૬૪ અને ઓગસ્ટ ૧૯૬૪ના અંકો અથવા પ્રસ્તુત શીર્ષક તળે ગુજરાત યુનિવર્સિટીએ પ્રકાશિત કરેલી પુસ્તિકા (૧૯૬૬)

માટે કચ્છીના ધ્વનિઘટકોની નિયતિ અનિવાર્ય બની રહે છે. આથી પણ, આ શબ્દાવલિની પૂર્વે પ્રસ્તુત લેખ મૂકવાનું મને ઉચિત જણાયું છે.

આ શબ્દાવલિ પ્રારંભિક છે તે વાત તો તેનું લગભગ ૨૫૦૦ જેટલું નાનું શબ્દભંડોળ જ સ્ફુટ કરે છે. સ્થળ પરની વધારે સઘન કામગીરી દ્વારા આ શબ્દ સખ્યા જરૂર વધારી શકાઈ હોત. પરંતુ વૃદ્ધિ એ અસ્તિત્વ પછીની પ્રક્રિયા હોઈ, આ શબ્દાવલિને અસ્તિત્વ રૂપે જ મૂકવાનો નમ્ર પ્રયાસ કર્યો છે. ઉત્સાહી સંશોધકને તેમાં વૃદ્ધિ કરવાની, આથી, વૃત્તિ જાગશે તો મારું આ કાર્ય વ્યર્થ નહીં ગયાનો મને પરિતોષ થશે.

આ કાર્યને ઐતિહાસિક દષ્ટિએ પણ પ્રારંભનું ગણવું જોઈએ મારી જાણ છે ત્યાં સુધી કચ્છીનો એક પણ શબ્દકોશ આજે ઉપલબ્ધ નથી. કચ્છીનો એક કોશ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ છાપ્યો હોવાનો ઉલ્લેખ કરીને સર જ્યોર્જ ગ્રિયર્સને* જણાવ્યું છે કે પોતે પ્રયાસો કરવા છતાં પણ આવો કોઈ કોશ શોધી શકયા નથી.

આ સિવાય મેં વિદ્યાસભાના ગ્રંથાલયમાં એક યથેચ્છ લખાયેલી 'કચ્છીશબ્દાવળી' જોઈ છે. આના 'બનાવનાર' પરભુદાસ રણછોડજી છે. સંવત ૧૯૪૨ એટલે કે સને ૧૮૮૬માં ભૂજનગરમાં આ રચાયેલી છે અને કિંમત કોરી બે છે આ નાનકડી પુસ્તિકામાં લેખકે જે કચ્છી શબ્દો નોંધ્યા છે તે ગુજરાતી લિપિમાં છે, અને ગુજરાતી વર્ણમાળાના બધા જ વર્ણો પ્રમાણે શબ્દો આપવાનો પ્રયાસ છે. આથી, કચ્છીમાં જે ધ્વનિઘટક હોય જ નહીં તેવા ઘટકવાળા શબ્દો પણ તેમાંથી મળે છે. ઉ.ત. /દ/ની નીચે ઘણા બધા શબ્દો નોંધાયેલા છે. પણ આપણે આગળ જોઈશું તે પ્રમાણે કચ્છીમાં /દ/ની અગ્રસ્થાને ઉપસ્થિતિ જ નથી !

આ સિવાયનો બીજો કોઈ પ્રયત્ન મારી જાણમાં નથી. ગુજરાતની પ્રજા આ શબ્દાવલિને મૂલવતાં આ ઐતિહાસિક વિગત પણ ધ્યાનમાં લે તેવી પ્રાર્થના છે.

અંતે, પ્રસ્તુત કાર્યમાં જે જે ભાઈબહેનો તરફથી મને પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે મદદ મળી છે તે સહુ પ્રત્યે હું આભારની લાગણી વ્યક્ત કરું છું. આમાં નીચેનાં ભાઈબહેનોની મદદ ન મળી હોત તો આ કાર્ય, આટલું વહેલું પૂરું કરી શકાયું ન હોત ભાઈશ્રી ડી. એલ. રાંભીઆ અને શ્રીમતી રાંભીઆનો તો આભાર માનવા કરતાં એમ જ કહીશ કે આ કાર્ય જેટલું

* જુઓ લિંગ્વિસ્ટિક સર્વે ઓફ ઇન્ડિયા વૉ. ૯, ભા. ૧, પૃ. ૧૮૪.

મારું છે તેટલું જ તેઓનું પણ છે. વળી તેમના દ્વારા ભુજના એક સંનિષ્ઠ કાર્યકર ડૉ. સાવલા અને તેમનાં સંસ્કારી કુટુંબના પરિચયનો આનુષંગિક લાભ પણ અત્ર ઉલ્લેખનીય ગણવો જોઈએ. આ સિવાય જામનગરના, વૉકર અંજારીઆવાળા શ્રી હંસરાજભાઈ તથા શ્રી શાન્તિભાઈ, ભુજનાં દેવકુંવરબહેન અને તેમના વયોવૃદ્ધ પિતાશ્રી, રામણીઆના ડૉ. લીલજીભાઈ શાહ, ભાણજીભાઈ શાહ તથા ખીમજીભાઈ સાવલા, બેરાજાના શ્રી ખત્રી, અને શ્રી પોપટભાઈ શાહ, તથા માંડવીની સાર્વજનિક ધર્મશાળાના ચોકિયાત શ્રી બાબુભાઈ આદિ નામોનો પણ અહીં સાભાર ઉલ્લેખ કરું છું. એચ. કે. કોલેજના રાજ્ય-શાસ્ત્રના અધ્યાપક શ્રી કેનીઆના સહકારની પણ સાભાર નોંધ લઉં છું. શબ્દાવલિના અંગ્રેજી અર્થો તપાસી આપીને મારા શ્વશુરે મને ઉપકૃત કર્યો છે. ભાઈશ્રી હકુભાઈ શાહે પણ મુખપૃષ્ઠની સજાવટ કરી આપીને મને ઋણી બનાવ્યો છે.

મુ. પંડિત સાહેબે આની મૂલવણી રૂપ બે શબ્દો લખી આપ્યા તે માટે હું તેમનો અત્યંત ઋણી છું.

આ ઉપરાંત ગૂજરાત વિદ્યાપીઠના મહામાત્રશ્રી રામલાલભાઈએ આ કાર્યમાં જે સુવિધા કરી આપી છે તે બદલ તેમનો પણ ઋણી છું. મુ. મોહનભાઈનો તો આભાર શો માનું? આ પ્રકાશન તેમણે પોતીકાં પ્રકાશન કરતાં યે વિશેષ સારસંભાળથી કરાવ્યું છે. આમ, આ કાર્ય, એક રીતે આ સહુના સહકારનું જ પરિણામ છે. અલબત્ત, આમાં જે કંઈ ક્ષતિઓ રહી હોય તેની જવાબદારી મારી અંગત છે. વિદ્વાનો આમાં રહેલી ક્ષતિઓ પ્રત્યે મારું ધ્યાન દોરશે તો મારાં આ પ્રકારનાં અન્ય કાર્યોમાં મને યોગ્ય દોરવણી મળશે

ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ-૧૪

**શાન્તિભાઈ આચાર્ય**

# પ્રાસ્તાવિક

કચ્છને ભૌગોલિક રીતે જોઈએ તો ભારતના પશ્ચિમ કિનારે ૨૨° ૪૪' ૮" (આશરે) થી ૨૪° ૪૧' ૩૦" (આશરે) અક્ષાંશ અને ૬૮° ૭' ૩૦" (આશરે) થી ૭૧° ૪૬' ૪૫" (આશરે) રેખાંશ વચ્ચે આવેલો પ્રદેશ છે× તેની પૂર્વપશ્ચિમ ભૂમિ ૧૬૦ માઈલની લંબાઈની થાય છે અને ઉત્તર દક્ષિણનો ભૂભાગ લગભગ ૩૫ માઈલથી ૭૦ માઈલના વિભિન્ન રીતે વત્તાઓછા વિસ્તારવાળો છે આ પ્રદેશની ઉત્તર અને પૂર્વ તરફની સીમાઓ રણથી ઘેરાયેલી હોવાથી તેમ જ દક્ષિણ અને પશ્ચિમ સીમાઓ, અનુક્રમે કચ્છનો અખાત અને અરબી સમુદ્રથી બદ્ધ હોવાથી, ભારતના અન્ય પ્રદેશોથી તે લગભગ વિખૂટો પડી ગયેલો પ્રદેશ રહ્યો છે.




આ પ્રદેશમા બોલાતી ભાષા તે કચ્છી ભાષાના વર્ગીકરણની દૃષ્ટિએ તપાસીએ તો કચ્છી, ભારોપીય ભાષાકુળની ભારતીય આર્ય શાખા નીચે આવે છે સિંધી ભાષા સાથે તે ગાઢ રીતે સંકળાયેલી છે

સર જ્યોર્જ ગ્રિયર્સને* કચ્છી-ભાષકોનું વર્ગીકરણ નીચે પ્રમાણે આપ્યુ છે

| | |
|---|---|
| કચ્છમા રહેલા | ૩,૬૬૦૦૦ |
| કરાચીમા | ૫૦,૦૦૦ |
| કાઠિયાવાડમા | ૭૬,૨૧૪ |
| મુંબઈ શહેર અને ટાપુમાં | ૪૫,૦૦૦ |
| કોલાબા | ૫૦૦ |
| કુલ | ૪,૮૨,૭૧૪ |

× જિલ્લા વસતિ ગણતરી પુસ્તિકા ૭, કચ્છ જિલ્લો પૃ ૩
*જુઓ 'લિંગ્વિસ્ટિક સર્વે ઑફ ઇન્ડિયા' ગ્રંથ ૮, ભાગ ૧, પૃ૦ ૧૮૩-૪

| | |
|---|---|
| આ ઉપરાંત કાયસ્થી ભાટીઆ (કચ્છમાં રહેલા) | ૫૦૦ |
| અને (મુંબઈ શહેર અને ટાપુમાં રહેલા) | ૮,૦૦૦ |
| ને ઉમેરતાં કુલ ભાષકો થાય છે : | ૪,૯૧,૨૧૪ |

૧૯૫૧+ ની વસતિ ગણતરીને જોતાં કચ્છીના ભાષકોની કુલ સંખ્યા ૩,૨૩,૬૦૪ ની છે. પાકિસ્તાનમાં રહી ગયેલા અને ભારતમાંથી પાકિસ્તાન ચાલ્યા ગયેલા કચ્છી ભાષકોની સંખ્યા બાદ થવાથી ગ્રિયર્સને આપેલી સંખ્યા કરતાં ઓછી ભાષક સંખ્યા થઈ હશે તેમ કલ્પી શકાય. ૧૯૫૧ની આ સંખ્યા ૧-૫-૧૯૬૦થી થયેલા અલગ ગુજરાત રાજ્યમાં જ, ૧૯૬૧ની વસતિ ગણતરી પ્રમાણે ૩,૪૨,૬૬૦× ની તો છે. આ સંખ્યા ગુજરાતની કુલ વસતિ જે ૨,૦૬,૩૩,૩૫૦ ની છે તેના સંદર્ભમાં કદાચ, ભલે ગણનાપાત્ર ન લેખાય તેમ છતાં ગુજરાત રાજ્યના સીમાડાઓ અન્ય દેશને અડકે છે ત્યાં કચ્છ પ્રદેશ આવેલો હોઈ, ત્યાંની ભાષાને એ સંદર્ભમાં પણ જોવાની રહે છે.

કચ્છીને પોતાની લિપિ નહીં હોવાના કારણે કચ્છી ભાષકો પોતાના ભાષાવ્યવહારમાં ગુજરાતી લિપિ વાપરે છે. ગુજરાતી લિપિ કચ્છી માટે ઠીક ઠીક બધ બેસતી પણ છે. કચ્છીના ધ્વનિમધારણને ધ્યાનમાં લેતાં જે થોડા ફેરફાર જરૂરી લાગે છે તે આપીને કચ્છીની લિપિ સૂચવવાનો પણ અહીં નમ્ર પ્રયાસ કરવામાં આવ્યો છે.

કોઈ પણ ભાષાની લિપિયોજના તેના ધ્વનિઘટકોનાં અનુસંધાને થાય છે. અર્થાત્ કચ્છીની જો લિપિ યોજવી હોય તો આપણે તેના ધ્વનિઘટકોને નિયત કરવા પડે 'નિવેદન'માં જણાવ્યુ છે તેમ, મેં, આ અંગે એક પ્રારંભિક પ્રયાસ કરેલો ત્યાર પછીથી મારી પાસેની એકત્રિત સામગ્રી (data)ની ચકાસણી કરીને તથા વિશેષ સામગ્રી સ્થળ પરથી એકઠી કરીને અહીં તેની પુનર્વિચારણા કરી છે. હજુ પણ વિશેષ સામગ્રીની સંપ્રાપ્તિ આને વધારે ચોકસાઈ તરફ લઈ જઈ શકે.

+જુઓ ૧૯૫૧ની વસતિ ગણતરીનો અહેવાલ ગ્રંથ ચોથો, ભાગ બીજો 'અ' પૃ૦ ૧૩૭.

× વસતિ ગણતરીના હજી સુધી અપ્રગટ ટેબલ (C. V.) ના આધારે. આ માહિતી આપવા બદલ ગુજરાત રાજ્યના વસતિ ગણતરીના સુપરિન્ટેન્ડન્ટ શ્રી આર. કે. ત્રિવેદીનો આભારી છું.

# કચ્છી સાહિત્ય

પોતાની લિપિ નહીં હોવાના કારણે કચ્છીમાં જે કંઈ લખાણુ મળે છે તે ક્વચિત્ નાગરી લિપિમાં અને બહુધા ગુજરાતી લિપિમાં છે. જોકે નોંધપાત્ર કહી શકાય તેવું કંઈ સાહિત્ય મળતું નથી. સર ગ્રિયર્સને* નોંધ્યું છે તેમ કચ્છી દોરા અને કચ્છી કવિતા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ છાપ્યાનું જણાય છે પરંતુ તેમના આગળ જણાવવા મુજબ, તપાસ કરતા તેવું કોઈ સાહિત્ય તેમને મળતું નથી. પણ સર ગ્રિયર્સને, ઈ. સ ૧૮૩૪નું મેથ્યુ આર્નોલ્ડની ગૉસ્પેલનું, જેમ્સ ગ્રે (*James Gray*) એ કરેલું કચ્છી ભાષાંતર, જોયું હોવાનું જણાય છે.

આ સિવાય અમે જે કેટલાંક કચ્છી પ્રકાશનો જોયાં છે તેને અહીં નોંધીએ છીએ.

| | | |
|---|---|---|
| કચ્છી કેહેવતો | અનામી–પૂંઠા પાછળ ક.ર.ના. લખ્યું છે– | (સને ૧૮૮૨). |
| કચ્છી સુકેણી | નાનજીઆણી કરીમઅલી રહીમ | (સને ૧૮૯૨). |
| કચ્છી કહેવતો | કારાણી દુલેરાય | (ઈ.સ. ૧૯૩૦) |
| કચ્છી ભાષાની કવિતા | સાધુ કિશનદાસ | (સને ૧૮૬૯). |
| કચ્છી ભાષાની લિપિ અને વ્યાકરણ ભાગ–૧ | ઠક્કર નારાયણજી તુલસીદાસ જોગનપોત્રા | (સને ૧૯૨૨). |
| કચ્છી કવિતા તથા કચ્છી ભાષાની કહેવતો | સા. ગેલાભાઈ લખમશી | (સને ૧૮૮૬). |

સાહિત્યની વાત કર્યા પછી આ ભાષાની ખાસિયત અંગે સર ગ્રિયર્સને નોંધ્યુ છે કે આ ભાષા, સ્ટાન્ડર્ડ સિંધીની, શબ્દાંતે સ્વરનુ આવવું અને ઘોષ વ્યંજનની દ્વિરુક્તિ એ બે વિશેષતાઓને દર્શાવતી નથી. અને અઘોષ વ્યંજનની દ્વિરુક્ત નહીં થવાની સિંધીની ખાસિયતને તે નિદર્શે છે.+

---

* 'એજન' પૃ૦ ૧૮૪.

\+ 'It exhibits few of the peculiarities of the Lāṛi dialect, but it also wants two of the special peculiarities of standard Sindhī, viz. the retention of short vowels at the end of a

મારી આ સામગ્રીમાં gg, jj, ḍḍ અને bb આ બધાના દૃષ્ટાંતો મળે છે. ઉ. ત. pɔggh પગ, ɔjj આજ, hɔḍḍ હાડકું અને gɔbb ગોબો. આ બધા દૃષ્ટાંતો સર ગ્રિયર્સને નોંધેલી ખાસિયતને સ્ફુટ-કરે છે.. પરંતુ બીજી બાજુએ તેવું જ બને છે અઘોષ વ્યંજનો (surd consonants) વિષે પણ.

આ સામગ્રીમાં અઘોષ વ્યંજનની દ્વિરુક્તિની બાબતમાં hɔth જેવા દૃષ્ટાંતમાં સર ગ્રિયર્સનના જણાવ્યા મુજબ બને છે. પરતુ nɔkk નાક, kitte ક્યાં, વગેરે દૃષ્ટાંતોમાં kk, tt જેવા અઘોષ વ્યંજનોની પણ દ્વિરુક્તિ જોવા મળે છે.

હવે આપણે કચ્છીના ધ્વનિઘટકોને તપાસીએ.

---

word, and the Sindhī double sonant consonants gg, jj, ḍḍ and bb. On the other hand it follows the Sindhī habits of not doubling surd consonants, so that, e.g. We have hath, a hand,– not hatth, as in – Pañjabi, or hāth, as in Gujarātī" એજન પૃ. ૧૮૪.

# કચ્છીના વિભાજ્ય (SEGMENTAL) ધ્વનિઘટકો

કચ્છીના વિભાજ્ય ધ્વનિઘટકો નીચે પ્રમાણે છે:

| વ્યંજનો | દ્વયોષ્ઠ્ય | ઓષ્ઠ્ય | વર્ત્સ્ય | મૂર્ધન્ય | તાલવ્ય | કંઠ્ય | ગ્લોટલ (સ્વરતંત્રીજન્ય) |
|---|---|---|---|---|---|---|---|
| સ્પર્શો | | | | | | | |
| અલ્પપ્રાણ અઘોષ | p | | t | ṭ | c | k | |
| અલ્પપ્રાણ ઘોષ | b | | (d) | ḍ | j | g | |
| અંતર્શ્વસિતો | ɓ | | | | | | |
| સંઘર્ષીઓ | | | s | | (s) | | h |
| પાર્શ્વિકો | | | l | (ḷ) | | | |
| પ્રકંપીઓ | | | r | ṛ | | | |
| અનુનાસિકો | m | | n | ṇ | | | |
| અર્ધસ્વરો | v | | | | y | | |
| અનુસ્વાર | ~ | | | | | | |

સ્વરો

| | અગ્ર | મધ્ય | પૃષ્ઠ |
|---|---|---|---|
| ઉચ્ચ | i | ɨ | u |
| ઉચ્ચ નિમ્ન | ɪ | | ʊ |
| ઉચ્ચ મધ્ય | e | ə | o |
| મધ્ય | | | |
| મધ્ય નિમ્ન | ɛ | a | ɔ |
| નિમ્ન | | | |

આ ધ્વનિઘટકો ગીર્ક દર્શાવે છે તે મુજબ વિભાજ્ય ધ્વનિઘટકો છે અહીં, જ્રકભર, આરોહઅવરોહ વગેરે ઘટકોની તપાસ કરી નથી. એટલે એ ઘટકોથી નિરપેક્ષ એવા બધા મળીને, ઉપરની તારવણી મુજબ, કચ્છીમા વધારેમા વધારે ૩૫ વત્તા સ્પર્શોના ૯ ધ્વનિઘટકો સાથેના સિકવન્સીઝને ગણીએ તો કુલ ૪૪ ઘટકો થાય છે.

## સ્વરો

બોલીના બંધારણ અને ધ્વનિયોજનાની દૃષ્ટિએ સ્વરોના બે વર્ગ પડી જાય છે આમાથી પહેલા વર્ગમા આવતા સ્વરો ધ્વનિદૃષ્ટિએ, બીજા વિભાગના સ્વરોની સરખામણીએ હ્રસ્વ છે વર્ગની વહેંચણી પ્રમાણે આ સ્વરોને નીચે મુજબ દર્શાવી શકાય.

| પહેલો વર્ગ | | | | બીજો વગ | | |
|---|---|---|---|---|---|---|
| ɪ | ɨ | ə | ʊ | i | | u |
| | | | | e | | o |
| | | | | ɛ | a | ɔ |

આમાનો પહેલો વર્ગ જીભના સ્થાનની દૃષ્ટિએ અગ્ર–મધ્ય–પૃષ્ઠ એવો ત્રિવિધ ભેદ (contrast) દર્શાવે છે જ્યારે બીજો વર્ગ જીભની ઊંચાઈની દૃષ્ટિએ ઉચ્ચ, ઉચ્ચ નિમ્ન, ઉચ્ચ મધ્ય, અને મધ્યનિમ્ન એવો ચતુર્વિધ ભેદ તેમ જ નિમ્ન સ્વર /a/ ને બાદ કરતા અગ્રત્વ અને પૃષ્ઠત્વ એવો દ્વિવિધ ભેદ દર્શાવે છે

આ બધા જ સ્વરોની ઉપસ્થિતિ એક સરખી નથી પહેલા વર્ગના સ્વરોમાથી /ə/ ની ઉપસ્થિતિ, સામાન્ય રીતે, આદિ મધ્ય અને અંત્ય એમ બધા જ સ્થાનોમા શક્ય છે /ɪ/ ની મધ્ય અને અંત્ય સ્થાનમા તથા /ɨ/ અને /ʊ/ ની માત્ર મધ્ય સ્થાનમા ઉપસ્થિતિ શક્ય છે

બીજા વર્ગના સ્વરોમાથી /ɛ/ ને બાદ કરતા બાકી ના છયે સ્વરની બધા જ સ્થાનોમા ઉપસ્થિતિ શક્ય છે માત્ર /ɛ/ ની આદિ સ્થાનની ઉપસ્થિતિનુ એકે દૃષ્ટાંત, ઉપલબ્ધ સામગ્રીમાથી પ્રાપ્ત થતું નથી

આ બધા જ સ્વરોના ભેદસૂચક દૃષ્ટાંતો નીચે પ્રમાણે છે

| /ɪ/ | /ɪ/ | /ɪ/ | /ɨ/ |
|---|---|---|---|
| hathɪ | હાથી | vɪchaṇu | નાખવુ (ઝાળ વગેરે) |
| pəkhɪ | પક્ષી | vɨdhva | વિધવા સ્ત્રી |
| cə̃dhɪ | ચાદી | mɪtho | મીઠાઈ |
| məchɪ | માછલી | mɨt | ગાલ |
| khɪlnu | હસવુ | mɪnj | અદર |
| khɪsṇu | ખસવુ | mɛnnɪ | બિલાડી |
| mɪtho | મીઠુ | kɪtte | કયા |
| mɪtho | મીઠાઈ | pɨttər | પિત્તળ |

| | | | |
|---|---|---|---|
| vicarnu | વિચારવું | khısnu | ખસવું |
| vıclo | વચલો | kẼcɔɾ | - કાદવ, કળણ |

| /ı/ : /e/ | | /ı/ : /ɔ/ | |
|---|---|---|---|
| ino | ઈંડું | khısnu | ખસવું |
| eghya | પહેલાં | khəpnu | ઇચ્છવું |
| khilnu | હસવું | dhıkkarnu | ધિક્કારવું |
| khetər | ખેતર | dhənvaro | પૈસાદાર |
| pinu | પીવું | mıtho | મીઠાઈ |
| peni | પાની (પગની) | mɔtho | માથું |
| hı | આ | məchı | માછલી |
| se | સાથે | chɔ | છ (સંખ્યા) |
| vĩtnu | વીંટવું(ટીપણાની જેમ) | pɔkhı | પક્ષી |
| ẽcnu | ખેંચવું | jɔ | જો |

| /e/ : /ɛ/ | | /ı/ : /e/ | |
|---|---|---|---|
| khetər | ખેતર | vıclo | વચલો |
| khɛnu | ખાવું | venu | બેસવું |
| tel | તેલ | khısnu | ખસવું |
| tɛr | પછીથી | khetər | ખેતર |
| utte | ત્યાં | kıtrak | કેટલાક |
| trɛ | ત્રણ | kerırıte | કેમ |
| mẽno | મહિનો | khıjnu | ઊકળવું (મગફળી વગેરે) |
| mɛ̃n | મૃત્યુ | khetər | ખેતર |
| khẽcnu | ખેંચવું | pɔkhı | પક્ષી |
| bhɛ̃n | બહેન | utte | ત્યાં |

| /Ɪ/ : /ɔ/ | | /Ɪ/ : /ɔ/ | |
|---|---|---|---|
| bƗjj | બી | pƗıtər | પિત્તળ |
| ɔjj | આજ | rɔtto | રાતું (લાલ) |
| mƗnni | બિલાડી | lƗkanu | સંતાડવું |
| kɔnn | કાન | lɔkri | લાકડી |

| | | | |
|---|---|---|---|
| ɔgɔn | અગ્નિ | achhy vɪjṇu | [illegible] |
| aram keṇo | આરામ કરવો | ɔkhɔṇ kerɪ | કામમા લેવું |
| tɔra | તગાર | chaṇṇu | ચાળવું (લોટ ન) |
| tıro | તારો | cɔṭṇu | જામવું, ચોંટવું |
| vɔḍo | મોટો | vas gɔṇṇı | સુગંધ લેવી |
| vaṇ | વહાણ | kɔdh vɔjṇu | પડકાર ફેંકવો |
| chɔ | ૭ (સંખ્યા) | sɪ gɔṇṇu | શ્વાસ લેવો |
| gha | ઘાસ | sɔnɔt vyarṇı | સુન્નત કરવી |
| jɔ | જો | tɔra | તગાર |
| va | વા, પવન | pɔrɔ | પરોઢિયું |
| bɔ | બે (સંખ્યા) | ra | રાજા |
| bha | ભાઈ | sɔ | સો |
| | | nã | ના, નહીં |
| | | mɔ̃ | મોઢું |

તારવણી:

પહેલા વર્ગના સ્વરો

(અ) આ વર્ગના સ્વરોમાથી /ɔ/ સિવાયના સ્વરોની આદિમા ઉપસ્થિતિ નથી /ɔ/ ની આદિ સ્થાનની ઉપસ્થિતિના કેટલાક દૃષ્ટાંતો નીચે આપ્યા છે ɔkh આંખ ɔgɔn અગ્નિ, ɔcṇu આવવું, ɔjj આજ, ɔne અને

(બ) આ વર્ગનો કોઈ સ્વર અનુસ્વારયુક્ત નથી

(ક) આ વર્ગના બધા જ સ્વરો યુક્તાક્ષર પૂર્વે આવી શકે છે ઉ ત kɔnn કાન nɔkk નાક, kıtte ક્યાં, dhıkkarnu ધિક્કારવું, bɛ̃jj બી, pɛttɔr પિત્તળ, phʊll ફૂલ, pull પુલ

બીજા વર્ગના સ્વરો

(અ) આ વર્ગના /ɛ/ સિવાયના બધા જ સ્વરોની ઉપસ્થિતિ આદિ, મધ્ય અને અંત્ય એમ બધા જ સ્થાનોમા છે માત્ર /ɛ/ ની આદિસ્થાનમા ઉપસ્થિતિ નથી

(બ) આ વર્ગના બધા જ સ્વરો અનુસ્વારયુક્ત છે ઉ ત ãkho આપણો, nã ના, mĩ poṇu વરસાદ થવો, vĩtnu વીંટવું, gũthṇu ગૂંથવું, sũghnu સૂંઘવું, khẽcnu ખેંચવું, thẽknu ઠેકવું, bhɛ̃ṇ બહેન, mɛ̃n મેણ, nõ નવ, ghõcnu ઘોંચવું, mɔ̃ મોઢું

(૬) આ વર્ગનો /ɔ/ સિવાયનો કોઈપણ સ્વર યુક્તાક્ષર પૂર્વે આવતો નથી /ɔ/ ની યુક્તાક્ષર પૂર્વેની ઉપસ્થિતિના દૃષ્ટાંતો આ પ્રમાણે છે kɔtto કૂતરો, ɔkkɔrṇu ઊકળવું, hɔkkəm həlaṇu હુક્મ હલાવવો

વ્યંજનો

### દ્વયોષ્ઠ્ય

| /p/ | | /b/ | |
|---|---|---|---|
| payṇo | પાણો, પથ્થર | barı | બારી |
| bayṇo | બારણું | jarı | બારી |
| pəkh | પાખ | bəkro | બકરો |
| kəpra | કપડા | nəbro | નબળો |
| ɔpp | હોઠ | gərıb | ગરીબ |
| soparı | સોપારી | dhobı | ધોબી |
| phəsaṇu | ફસાવવું | bha | ભાઈ |
| phephso | ફેફસુ | gabhlo | વાછરડુ |
| — | — | abh | આકાશ |
| — | — | kəbhulṇu | કબૂલવુ |

કેટલાક કિસ્સાઓમાં ph સિકવન્સની ધ્વનિરેખા સ્પર્શત્વ તરફથી ખસીને વિશેષ સઘર્ષી તરફી થતી જણાય છે આવા કિસ્સાઓમા ph અને f ની મુક્ત ફેરફેર (free variation) છે ઉદાહરણો dhũafũa thıṇu ખૂબ ગુસ્સે થવુ, musafrı keṇı મુસાફરી કરવી, bərəf બરફ, વગેરે

આદિસ્થાનમા /b/ ક્યારેક શિથિલ સ્પર્શત્વવાળા ઉચ્ચારણ સાથે મુક્ત ફેરફેર કરે છે ઉ ત βɔcav keṇo બચાવ કરવો

### વર્ત્સ્ય

| /t/ | | /d/ | |
|---|---|---|---|
| tərṇu | તરવુ | dhuṇu | ધોવુ |
| dərṇu | દળવુ | ruṇu | રડવુ |
| tamo | તાંબુ | dhatu | ધાતુ |
| potro | પૌત્ર | əndho | આંધળો |
| rat | રાત | kəndho | ખભો |
| rɔtto | રાતું | — | — |

| | | | |
|---|---|---|---|
| dhatu | ધાતુ | cə̃dhi | ચાંદી |
| thiṇu | થવું | dhənvaro | પૈસાદાર |

/d/ ની ઉપસ્થિતિ માત્ર /h/ ની પૂર્વે છે dh સિક્વન્સના કેટલાક કિસ્સાઓમાં આદિ અને મધ્ય સ્થાનમાં સંઘર્ષીપણાનો વિશેષ અંશ માલૂમ પડે છે અને આવા ઉચ્ચારણ સાથે dh ની મુક્ત હેરફેર જણાય છે. ઉ.ત. ðəryo દરિયો, bəðami બૂડું, ðabṇu દાબવું.

### મૂર્ધન્ય

| /ṭ/ | | /ḍ/ | |
|---|---|---|---|
| caṭṇu | ચાટવું | ḍaḍo | દાદા |
| caḍṇu | મસળવું | ḍabo | ડાબો (હાથ) |
| ṭəkraṇu | અથડાવું | ḍeṇu | આપવું |
| vaṭko | વાટકો | chəḍṇu | છોડવું |
| peṭ | પેટ | — | — |
| khəṭṭo | ખાટું | — | — |
| gheṭo | ઘેટું | həḍo | હાડકું |
| ṭhərnu | ઠરવું | vaḍhṇu | વાઢવું |
| ṭhelṇu | ધકેલવું | ḍhol | ઢોલ |
| uṭhyarnu | જાગવું | kəḍhṇu | કાઢવું |
| kəṭhoṇ | કઠણ | kə̃ḍho | કાંઠું |

/ṭ/ ની આદિસ્થાનમાં ઉપસ્થિતિ ઘણા મર્યાદિત કિસ્સાઓમાં છે.

### તાલવ્ય

| /c/ | | /j/ | |
|---|---|---|---|
| cəpp | હોઠ | ɔ̃jo | તમારો (બ વ.) |
| səpp | સાપ | ə̃kho | આપણો |
| car | ચાર | jənavər | પ્રાણી |
| khə̃cṇu | ખેંચવું | karjo | કાળજું |
| — | — | surəj | સૂર્ય |
| bəcco | બાળક | bə̃jı | બી |
| ocõ | ઊંચું | tojo | તમારો (એ. વ.) |
| puchnu | પૂછવું | jəmin | જમીન |

| | | | |
|---|---|---|---|
| chə | ૭ (સંખ્યા) | jənəm | જન્મ |
| puch | પૂંછડું | jəlṇu | પકડવું |
| picho | પીંછું | mujo | મારો |

/j/ ની ઉપસ્થિતિ h ની પૂર્વે નથી.

### કંઠ્ય

| /k/ | | /g/ | |
|---|---|---|---|
| kəde | ક્યાં | ugṇu | ઊગવું |
| tədẽ | પછીથી | uḍṇu | ઊડવું |
| kagṛo | કાગડો | gəlo | ગળું |
| chokro | દીકરો | phugṇu | ભીંજાવું |
| kərək | દર | bhag | ભાગ (કોઈ વસ્તુનો) |
| nəkk | નાક | pəgg~pəggh | પગ |
| phukaṇu | ફૂંકાવું | əgən | અગ્નિ |
| khəṭṇu | જીતવું (શરતમાં) | gha | ઘાસ |
| khuṇo | ખૂણો | ghoro | ઘોડો |
| pokhṇu | વાવવું | sughṇu | સૂંઘવું |
| pəkh | પાંખ | səngh | શીંગડું |
| tikho | ખારું | eghya | તરફ |

### અંતર્શ્વસિતો (Implosives)

આ વ્યંજનોના ઉચ્ચારણમા બહારની હવાને મોમાં સોસવામાં આવે છે. સામાન્ય રીતે અન્ય વ્યંજનોનાં ઉચ્ચારણમા ફેફસામાથી નીકળતી હવાને બહાર ફેંકવામાં આવે છે.*

---

* આ વ્યજનોનુ ધ્વનિવિષયક વર્ણન, રૂપેકટોઆફી પૃથક્કરણ, ઐતિહાસિક વિકાસ તેમ જ અન્ય ભારતીય ભાષાઓમાં તેની ઉપસ્થિતિ વિષે પ્રો. ખૂબચદાણીએ તેમના 'The morphology and morphophonemics of sindhi' નામક નિબધમાં વિગતે વર્ણન આપ્યુ છે. જુઓ આ નિબવના પૃષ્ઠ ૧૦ થી ૧૩.

સિંધી ભાષામાં માત્ર ઘોષ મહાપ્રાણ વર્ગ્ય અતર્શ્વસિત સિવાય આખીએ સિરિઝની ઉપસ્થિતિ છે તેમ પ્રો. ખૂબચદાણી નોધે છે. એજન. પૃ. ૪.

આ સિવાય કચ્છીમાં પણ અન્ય અતર્શ્વસિતો હોવાનુ કચ્છી પર મહાનિબંધ લખી રહેલા (ડેક્કન કોલેજ, પૂના) શ્રી સતીશકુમાર રોહડાએ મને જણાવ્યુ છે. મને જે સામગ્રી ઉપલબ્ધ છે તેમાં, આ એક માત્ર આવો ધ્વનિઘટક પ્રાપ્ત થાય છે.

કચ્છીમાં દ્વયોષ્ઠ્ય ઘોષ મહાપ્રાણ એ એક જ અંતર્શ્વસિત વ્યંજનની ઉપસ્થિતિ છે. ઉપલબ્ધ સામગ્રીને આધારે આ વ્યંજનનાં જેટલાં દૃષ્ટાંતો મળ્યાં છે તે બધાં જ નીચે આપવામાં આવ્યા છે. આ સિરિઝના બીજા એક પણ વ્યંજનનું દૃષ્ટાંત મારી આ સામગ્રીમાંથી મને પ્રાપ્ત થયું નથી.

/ɓ/

| | |
|---|---|
| chəɓɳu | અડકું |
| chəḍɳu | છોડવું |
| sɪɓɳu | સીવવું |
| ɓɔkh vəɳɳi | કુસ્તી કરવી |

સંઘર્ષીઓ

| /s/ | | (/š/) | |
|---|---|---|---|
| sal | સાળો | ə̆šivaḍ ḍeɳa | આશીર્વાદ આપવા |
| kal | ગઈ કાલ | šə̆k vəjɳu | શંકા કરવી |
| sopari | સોપારી | pəštavo thiɳu | પસ્તાવો કરવો |
| kolso | કોલસો | — | — |
| səss | સાસુ | ǎ ivaḍ ḍeɳa | આશીર્વાદ આપવા |
| ghusaɳu | ઘૂસવું | veš gəɳɳu | ભજવું |
| vesa keɳa | વિશ્વાસ કરવો | — | — |

/š/ ની ઉપસ્થિતિ મર્યાદિત કિસ્સાઓમાં જ છે. વળી આ ઘટક, માત્ર ઉચ્ચ શિક્ષણ મેળવેલા કચ્છી ભાષકોમાં જ જણાય છે. આથી અમે આ ઘટકને કૌંસમાં રાખેલ છે. વિશેષ સામગ્રીની ઉપલબ્ધિ, આની વિશેષ વિચારણા માટે જરૂરી ગણાય.

/h/

| | | | |
|---|---|---|---|
| hɔḍo | હાડકું | həlko | હળવું (વજનમાં) |
| vɔḍo | મોટો | hər | હળ |
| hɔth | હાથ | həthi | હાથી |
| həlaɳu | હલાવવું | hi | આ |

/h/ ની માત્ર આદિમાં ઉપસ્થિતિ છે.

પાર્શ્વિકો

| /l/ | | (/l/) | |
|---|---|---|---|
| lo | લોઢુ | pɔlo keɳu | પહોળુ કરવુ |
| kwo | ઉંદર | — | — |
| lɔkrı | લાકડી | — | — |
| ɟɔlnu | પકડવુ | — | — |
| tel | તેલ | — | — |
| chɔll | છાન | — | — |
| alɔrɒu | અઢેલીને બેસવુ | nılı | ડોક |

/l/ ની માત્ર મધ્યસ્થાનમા મર્યાદિત કિસ્સાઓમા જ ઉપસ્થિતિ છે વળી જે બે કિસ્સાઓ અહીં નોધ્યા છે તે બને માત્ર ઉચ્ચ શિક્ષણ મેળવેલા કન્ઝી ભાષકો પાસેથી પ્રાપ્ત થયેલા છે જન સામાન્યના ઉચ્ચારણમા તો આ બનેને બદલે /ɾ/ ઘટક જ પ્રાપ્ત થાય છે આથી અમે આ ઘટકને કૌસમા દર્શાવેલ છે

પ્રકંપીઓ

| /r/ | | /ɾ/ | |
|---|---|---|---|
| ra | રાજા | maro | માળો (પક્ષીનો) |
| ma | માતા | ɟado | જાડો |
| rat | રાત | — | — |
| bɔkro | બકરુ | kag o | કાગડો |
| car | ચાર (સખ્યા) | ɟar | ઝાડ |
| vɔru | વરુ | ghoro | ઘોડો |

/ɾ/ ની આદિસ્થાનમા ઉપસ્થિતિ નથી

અનુનાસિકો

/m n ŋ/

| /m/ | | /n/ | |
|---|---|---|---|
| mɔ̃ | મોઢુ | [nɔ̃] | ના, નહીં |
| nõ | નવ (સખ્યા) | [ma] | માતા |
| mɔchı | માછલી | [nılı] | ડોક |

| | | | |
|---|---|---|---|
| gərmı | ગરમી | [kəndh] | ખભો |
| jənəm | જન્મ | [jəmin] | જમીન |
| səmmət thịou | સમત થવું | [konn] | કાન |
| tamo | તાંબુ | [jənavər] | પ્રાણી |

[ŋ] અને [ ], [m n] ની સાથે ભેદ દર્શાવે છે ઉ ત

| | | | |
|---|---|---|---|
| [səmjən] | સમજણ | [koɳəsɳu] | કણસવું |
| [mīnj] | અંદર | [pəñj] | પાંચ |
| [jəŋgəl] | જંગલ | [rəŋghəu] | રંગવું |

આથી [ŋ] અને /ñ/ એ બન્નેને, અહીં, /n/ ના ઉપધ્વન ગણવામા આવ્યા છે આમ થતા /n/ ને કુલ ત્રણ ઉપધ્વનકો થાય છે ઉપધ્વનક [ŋ] ની ઉપસ્થિતિ સ્વર અને કંઠ્ય વચ્ચે [ñ] ની ઉપસ્થિતિ સ્વર અને તાલવ્ય વચ્ચે તથા [n] ની અન્યત્ર છે [n] ના ઉદાહરણો ઉપર આપ્યા છે [ŋ] અને [ñ] ના ઉદાહરણો નીચે મુજબ છે

| [ŋ] | | [ñ] | |
|---|---|---|---|
| [jəŋgəl] | જંગલ | [mīnj] | અંદર |
| [məŋgəu] | માગવું | [mīñjəra] | અંદરની બાજુ |
| [səŋgh] | શીંગડું | [pəñj] | પાંચ |
| [ruŋgo] | આંસુ | | |
| [dəŋgh deəu] | ડખ દેવો | | |

/ɳ/

| | | | |
|---|---|---|---|
| vaɳ | વહાણ | səmjəɳ | સમજણ |
| thaɳ | જગ્યા | bhəɳəu | અભ્યાસ કરવો, ભણવું |
| jəmɳo | જમણો (હાથ) | koɳı | કોણી |

/ɳ/ ની આદિ સ્થાનમા ઉપસ્થિતિ નથી

અર્ધસ્વરો

| /y/ | | /v/ | |
|---|---|---|---|
| phugayəu | ભાપણી ઉતારવી | vədhəu | વાઢવું |
| phugaəu | ફૂંકવું | kəɖhəu | કાઢવું લઈ જવું |
| yadh rəkhəu | યાદ કરવું | vəɖo | મોટો |

| | | | |
|---|---|---|---|
| bayrı | સ્ત્રી, બાયડી | ȷivɒu | જીવ્‌નુ |
| bay | સ્ત્રી, બાયડી | — | — |
| pəyyo | પૈડુ | — | — |
| nəyõ | નવુ | ȷənavər | પ્રાણી |

/y/ સ્વરો સાથે મળીને નીચેના સ્વરાર્ધસ્વર યુગ્મો બનાવે છે

ey uy
əy
ay

ઉ ત seyn kenu સહન કરવુ, suy સોય, nəyõ નવુ, bıy બાયડી /y/ ની ઉપસ્થિતિ khy, dy, dhy, py, sy વગેરે જેવા આદિ યુગ્મો (initial clusters) મા પણ છે ઉદાહરણો khyɪl kenu ધ્યાન રાખવુ, dɔo દીવો, dhyan kenu યાદ રાખવુ, pyarɒu પાવુ (પીત), અને syaro શિયાળો જોકે મહદશે આદિ યુગ્મો ઉચ્ચ શિક્ષણ લીધેલા તેવા — ભાષકવિશેષો (informants) મા જ મળે છે સામાન્ય ભાષકમા આના બદલે dıyo, sıyaro જેવા રૂપો જોવા મળે છે આમા સ્વરાર્ધસ્વર યુગ્મ ay અનુસ્વારયુક્ત પણ મળે છે ઉ ત ay̆ તમે (બ વ)

/v/ ના [v] અને [w] ઉપઘટકો છે [w] ઉપઘટકની ઉપસ્થિતિ વ્યંજન-સ્વરની વચ્ચે છે ઉદાહરણો [kwarı] કુહાડી [dhwıro] ધુમાડો, [lwar] લુહાર અને [bwar kaɭhɒu] કચરો વાળવો

[v] ની અન્યત્ર છે

**અનુસ્વાર**

/ / ની ઉપસ્થિતિ સ્વર અને અર્ધસ્વરની સાથે છે નીચેના સ્વરો આ ઘટકની સાથે સનાગ છે

ĩ u
ẽ õ
ɛ̃ ã ɔ̃

ઉદાહરણો નીચે પ્રમાણે છે

| | | | |
|---|---|---|---|
| sĩ | સિંહ | tũ | તું |
| dĩ | દિવસ | sũghɒu | સૂંઘવુ |
| əsĩ | અમે | gũthɒu | ગૂંથવુ |

# શબ્દાવલિને જોતાં પહેલાં

(૧) આ શબ્દાવલિમા વર્ણક્રમ સામાન્યત ડૉ ટર્નરની ‘નેપાળી ડિક્ષનેરી’ના ક્રમ મુજબનો રાખ્યો છે અને મૂળભૂત લિપિયોજના કચ્છીના લખાણની રૂઢ રીતિને ધ્યાનમા રાખીને ગુજરાતીની અપનાવી છે અહીં દેવનાગરી લિપિ પણ પ્રયોજી શકાઈ હોત, પરતુ ભાષકોના લેખનવ્યવહારમા સામાન્યતયા જે લિપિ રૂઢ થયેલી છે તેને જ ઘટિત ફેરફાર સાથે અપનાવી શકાય તો એક પ્રકારની સુગમતા રહે એમ માનીને અમે આ શબ્દાવલિને ગુજરાતી લિપિમા મૂકી છે આ અગે અમારે પ્રારભમા જ એ સ્પષ્ટતા કરવાની રહે છે કે મૂળમા લિપિ ગુજરાતીની હોવા છતા આ શબ્દાવલિ કચ્છી ભાષાની છે તેનુ વિસ્મરણ થવુ જોઈએ નહીં જો આ વિસ્મરણ થશે તો કચ્છી શબ્દાવલિના શબ્દોની જોડણી ગુજરાતી જોડણીપ્રિય આખને કઠવાનો સભવ છે પરતુ ઉપર્યુક્ત વાત સ્વીકારીને ચાલવામા આવશે તો, અમારી ધારણા છે કે, જોડણી અગેની મૂઝવણ રહેશે નહીં ઉદાહરણ લેવાથી આ વાત વિશેષ સ્પષ્ટ થશે દા ત ગુજરાતીમા ‘આવવુ’ ક્રિયાપદમા આપણે અત્ય ‘ઉ’ ને હ્રસ્વ લખીએ છીએ પરતુ તેના જ સમાનાર્થી કચ્છી ક્રિયાપદ ‘અચણૂ’મા અમે અત્ય ‘ઊ’ ને દીર્ઘ લખ્યો છે આનુ કારણ એ છે કે કચ્છીમા પ્રવર્તતા બીજા નિમ્ન ‘ઉ’ થી તેનો ભેદ દર્શાવી શકાય ઉ ત કચ્છી ‘કુપાતર’ માના કુ મા રહેલો ‘ઉ’, કચ્છી ‘અચણૂ’ માંના ‘ઊ’ કરતા નિમ્ન છે અમે આ ભેદને ધ્યાનમા રાખીને આ ભેદક નિશાની ઓ પ્રયોજી છે

તેવુ જ બને છે ‘ઈ’ ની બાબતમા અમે, ઉપલબ્ધ સામગ્રીને આધારે કચ્છીમા ત્રણ ભેદક ‘ઈ’ ઘટકો માનવા પ્રેરાયા છીએ આ ત્રણે માટે, સ્વર પૂર્વે અને અગ્ર સ્થાને ઇ (અગ્ર નિમ્નોચ્ચ), ઈ (મધ્યોચ્ચ), અને ઈ (અગ્રોચ્ચ) એવા સકેતો, તથા વ્યજન પછીથી અનુક્રમે ત્રણે માટે િ, ી, અને ી, એવા સંકેતો અમે પ્રયોજ્યા છે ‘ડિરમ’, ‘કિચ્ચડ’, અને ‘કીડા’ શબ્દો આના ઉદાહરણો છે

‘એ’ ના કચ્છીમા બે ઘટકો છે મધ્યોચ્ચ અગ્ર અને મધ્યનિમ્નાગ્ર. સ્વરપૂર્વે અને અગ્રસ્થાને આ બનેને અનુક્રમે ‘એ’ અને ‘ઍ’ વડે તથા

| | | | |
|---|---|---|---|
| ગ | ગ્ | બ | બ્ |
| ઘ | ઘ્ | બ઼ | બ઼્ |
| ચ | ચ્ | ભ | ભ્ |
| છ | છ | મ | મ્ |
| જ | જ્ | ય | ય્ |
| ટ | ટ | ર | ર્ (અર્ધ વ્યંજનપૂર્વે પણ આ જ રહેશે). |
| ઠ | ઠ | | |
| ડ | ડ | લ | લ્ |
| ઢ | ઢ | વ | વ્ |
| ણ | ણ્ | (શ) | (શ્) |
| ડ઼ | ડ઼ | સ | સ્ |
| ત | ત્ | હ | હ |
| થ | થ્ | (ળ) | (ળ્) |
| (દ) | (દ) | | |
| ધ | ધ્ | | |
| ન | ન્ | | |

વ્યંજનોને જોતાં ક, છ, જ, ટ, ઠ, ડ, ઢ, ડ઼, ફ, હ આ વર્ણોમાં વ્યંજનો પૂર્વે પણ આકૃતિ ખાસ બદલાતી નથી. આવા વર્ણોને વ્યજન પૂર્વે દર્શાવતી વખતે બે વર્ણો વચ્ચેની સ્પેસ તદ્દન ઘટાડી નાખીને તથા કયાંક ઉપર નીચે મૂકીને પણ દર્શાવ્યા છે. ઉ.ત. કજ્જાડી, ઘટ્ટણૂ, ખડ્ડ, વગેરે.

આમ કચ્છીના સમગ્ર વિભાજ્ય ધ્વનિઘટકોની સંખ્યા ૧૧ સ્વરો ૧ અનુસ્વારનો ઘટક અને ૩૦ વ્યંજનોને ગણતાં ૪૨ની અને ભણેલાઓ પૂરતા મર્યાદિત છે તે 'શ' તથા 'ળ' ને ઉમેરતાં કુલ સંખ્યા ૪૪ની થાય છે. અમારી સામગ્રીમાં 'શ' અને 'ળ' ના જે બે બે કિસ્સાઓ છે તે અમારા પ્રથમનાં કાર્ય વખતની, ભણેલા ભાષકો પાસેથી પ્રાપ્ત કરેલી સામગ્રીમાંના છે. આ અંગે વિશેષ સ્થળ પરની તપાસે 'શ'ને બદલે 'સ' અને 'ળ'ને બદલે 'ર' ઘટકો આપ્યા છે. તેમ છતાં અમે આ બનેને કૌંસમાં રાખ્યા છે. વિશેષ સામગ્રી અને વધારે ઘનિષ્ઠ સ્થળતપાસ આના આખરી નિર્ણય માટે જરૂરી ગણાય.

(૨) સ્વર-વ્યજનને જુદા દર્શાવવા હલન્તરેખા ્ નો ઉપયોગ કર્યો નથી. સામાન્યતઃ બીજી રીતે ન કહેવાયુ હોય તો શબ્દાન્ત વ્યંજનવાળો ગણવો. ઉ.ત. 'ખાર' શબ્દને 'ખાર્' થી નહીં દર્શાવેલ હોવા છતાં વ્યંજનાન્ત ગણવો.

(૩) કેટલાક પ્રકારના શબ્દોમા અર્થને મર્યાદિત કરીને નોંધ્યો છે દૃષ્ટો, પશુ-પક્ષીઓ અને રોગ વગેરેમા ખાસ આમ બન્યુ છે ઉ ત 'ખસ' સ્ત્રી ચામડીનો એક રોગ, 'બેરી' સ્ત્રી બોરડી, ગજ્જ્યુ સ્ત્રી એક માદા પક્ષી

(૪) કચ્છી શબ્દોનું આલેખન ધ્વનિઘટકસૂચક (phonemic) છે પરતુ તેના જે ગુજરાતી અર્થ આપવામા આવેલા છે તે સામગ્રી ધ્વનિઘટક સૂચક આલેખનમા નથી ગુજરાતી સામગ્રીને ગુજરાત વિદ્યાપીઠના સાર્થ-જોડણીકોશ પ્રમાણે લખવામા આવેલ છે

(૫) જે શબ્દ વિભિન્ન અર્થદર્શક હોય ત્યા જો લિંગ ભેદ કે વ્યાકરણી વિભાગ ભેદ થઈ જતો ન હોય તો ત્યા, તેના મુક્તરૂપ (Free form) ની એક જ શબ્દગણના (entry) રાખી છે, અને તેના વિભિન્ન અર્થોને ગુજરાતીમા ',' અર્ધવિરામ વડે અને અંગ્રેજીમા ',' અર્ધવિરામ ઉપરાત બીજા અર્થને સૂચવતા શબ્દનો પ્રથમ વર્ણ કેપિટલ રાખીને દર્શાવેલ છે ઉત ચક્ર પુ ચાકડો, બચકુ A potter's wheel A bite

(૬) જ્યા લિંગ ભેદ કે વ્યાકરણી વિભાગનો ભેદ હોય ત્યા એક જ મુક્તરૂપની બે જુદી શબ્દગણના (entry) નોંધી છે ઉ ત ખાર[1] પુ ખાર, દ્વેષ Rancour

પરતુ

ખાર[2] સ્ત્રી પાણી જવા માટેની મોરી
A drain for sewage.

(૭) સયુક્ત ક્રિયાપદો (Compound verbs) ની અદર પૂર્વાર્ધને ક્રમાનુસાર રાખેલ છે ઉ ત ખાર્ થીઊ, પઊથી ખારૂઓની શબ્દગણના (entry) કરી છે

(૮) ક્રિયાપદના સમાનાર્થી અંગ્રેજી અર્થસૂચક શબ્દોમા, બીજો અર્થ સૂચવે છે તે શબ્દની પૂર્વે to મૂકયો નથી ઉ ત ચિન્ધાકેણી અ ક્રિ To worry, bother

(૯) પરતુ જ્યા એ વિભિન્ન અર્થો થાય છે ત્યા જે તે ક્રિયાપદની બે જુદી શબ્દગણના (entry) કરી છે ઉ ત ગૂથણુ[1] સ ક્રિ ગૂથવુ
To knit
ગૂથણુ[2] સ ક્રિ વણવુ
To weave

(૧૦) જ્યાં આગળ પાછળના અનુનાસિકને લીધે સ્વર નાસિક્યત્વવાળો બને છે તેવાં સ્થળોએ ત્યાં નાસિકત્વ ચિહ્ન '.' મૂક્યું નથી. ઉ.ત. મેણો પુ. મહેણું, મૅણુ પુ. મૃત્યુ.

(૧૧) કચ્છીમાં દ્વિરુક્તિ (gemination) ફોનેમિક નથી. શબ્દાવલિમાં જ્યાં જ્યાં દ્વિરુક્ત ધ્વનિઘટક લખાયા છે તે કાઢવા રહી ગયેલા છે તેમ સમજવું.

## સંકેત સંદર્ભ

| | |
|---|---|
| પુ. | પુલ્લિંગ. |
| સ્ત્રી. | સ્ત્રીલિંગ. |
| અ.ક્રિ. | અકર્મક ક્રિયાપદ. |
| સ.ક્રિ. | સકર્મક ક્રિયાપદ. |
| વિ. | વિશેષણ. |
| વિ (સ્ત્રી). | વિશેષણ સ્ત્રીલિંગ. |
| અ. | અવ્યય. |
| (બ. વ.) | બહુવચન. |
| સર્વ. | સર્વનામ. |



### ઉપયોગમાં લીધેલા કોશોની સૂચિ


(1) Nepali Dictionary
Com. by Sir Ralph Lilley Turner, London (1931).

(2) Shorter Oxford English (Revised and edited by C. T. Onions) Dictionary vol. I and II (1959).

(3) An Etymological Gujarati-English Dictionary by Belsare Malhar Bhikhaji (1927).

(4) The modern Gujarati-English Dictionary (in two volumes) by Mehta B. N. and Mehta B B.
Baroda (1925).

(5) સાર્થ ગુજરાતી જોડણી કોશ (ચોથી આવૃત્તિ)
ગુજરાત વિદ્યાપીઠ (૧૯૪૯)

(6) गुजराती-हिन्दी कोश
गुजरात विद्यापीठ, अमदावाद (१९६१).

# શબ્દાવલિ

## અ

અકંઈ સ્ત્રી આળ, તહોમત
A false charge, allegation

અકઈ સ્ત્રી જુઓ 'અકંઈ'

અક્ક પુ આકડો
A sun plant (calotropis gigantea)

અકડાણૂ અ ક્રિ અકડાવુ, અકળાવુ
To be in a state of confusion of mind or body

અખ સ્ત્રી આખ
An eye.

અખર પુ અક્ષર (એ વ , બ વ)
The alphabet, Hand writings

અખા પુ (બ વ) કણક, ભીખમા આપવામા આવતું અનાજ, ભૂવો જુએ તે દાણા
Grains given to beggars, Grains used by a witch doctor in his witch craft.

અગન સ્ત્રી અગ્નિ
Fire

અગાડ઼ અ દિવસનો આગનો ભાગ
The early half day, before noon

અગૂઓ પુ આગેવાન
A leader

અગેણી સ્ત્રી અધરણી
First pregnancy

અગડી સ્ત્રી થીંગડુ
A patch sewed on to cover a hole in a garment

અગ્તો પુ રજાનો દિવસ
Holiday

અઘડ વિ અણઘડ, જગલી
Uncouth, jungly

અઘેણી સ્ત્રી જુઓ 'અગેણી'

અચો પુ જીવાત
Insects

અન્કાણૂ અ ક્રિ અચકાવુ
To hesitate

અન્કારણૂ અ ક્રિ જુઓ 'અચકાણૂ'

અચણૂ અ ક્રિ આવવુ
To come

અચનજ સ્ત્રી આવાગમન, આવજા
Coming and going

અછીગન્ધી સ્ત્રી ધોળી પછેડી
A white shawl

અછો વિ ધોળો
White

અજોર પુ. ગામની વસતિ નજીકનું ખેતર.
A field near by a village.

અજ્જ વિ. આજ.
To-day.

અજમાવણૂ અ ક્રિ.,સ ક્રિ. અજમાવવું.
To try.

અઝેછાણૂ સ્ત્રી. ચાળણી.
A sieve.

અઝેછેણૂ સ્ત્રી. જુઓ 'અઝેછાણૂ'.

અટો પુ લોટ
Flour.

અટકાણૂ સ ક્રિ. અટકાવવું.
To stop, prevent.

અટકાવણૂ સ ક્રિ 'જુઓ અટકાણૂ'.

અઠાઈ સ્ત્રી. જૈનોમાં પર્યુષણ વખતે કરવામાં આવતા આઠ દિવસના ઉપવાસ
Religious fasts of the Jains

અઠ્ઠ વિ આઠ
Eight

અઠવાય સ્ત્રી જુઓ 'અઠાઈ.'

અડી સ્ત્રી જુઓ 'આડી'માંનો પ્રથમ અર્થ

અડેખો વિ અદેખુ, ઈર્ષાળુ
Jealous.

અડક સ્ત્રી બાધા, ટેક.
A religious vow.

અડણૂ અ.ક્રિ. ચણવું.
To construct.

અઢઈ વિ. અઢી.
Two and a half.

અણકુશળી વિ. આવડત વગરનું.
Unskilful.

અણજન્ધી વિ. વલોવ્યા વગરની.
Unchurned.

અણવર પુ. અણવર.
A relative or a friend of bridegroom who accompanies him throughout marriage best man.

અડ્ધાલી સ્ત્રી. અનાજ, લોટ વગેરે માટેનું એક માપિયું.
A measuring vessel for corns, flour etc

અધ્ધો વિ. અટકચાળુ.
Mischievous.

અધ વિ. અરધું.
Half

અધમ પુ. જુલમ.
Tyranny.

અધા પુ. બાપ; મોટાભાઈ.
Father; Elder brother. (in Rajputs).

અધાલી સ્ત્રી. જુઓ. 'અડ્ધાલી'.

અધિકમાસ પુ. અધિક માસ, પુરુષોત્તમ માસ.
An intercalary-lunar month

અધીરપ સ્રી અધીરાઈ
Hastiness

અધેલી સ્રી આઠ આની
A coin valuing fifty Naye Paise

અધ'માની સ્રી અરધો રોટલો
Half portion of a bread

અધ્યો પુ કોરીનો અરધો ભાગ
A coin valuing half of a Kori,— an out dated Kacchi coin

અને અ અને
And

અન્તી અ ખૂબ, ઘણું
much

અન્દર અ માંય અંદર
In, inside

અન્ધીઘુસ સ્રી છછુંદર
A blind mouse

અન્ધીચિચી સ્રી ગરોળી, પરસની
A house lizard

અન્ધીછોછ સ્રી જુઓ અન્ધીઘુસ'

અન્ધો વિ આંધળો
Blind

અપોન્ચો વિ પહોંચ વગરનો
Incapable

અબોજ વિ મૂર્ખ અબૂજ
Foolish, Simpleton

અબ્ભ પુ આભ
The sky

અભિમાન કેણું અ ક્રિ અભિમાન કરવું
To boast

અભડાજી વીન્ણું અ ક્રિ અભડાવું
To come in contact with something unclean (taboo)

અવગો વિ નઠારા
Rude

અવરોસવગો વિ સારુંનરસું
Good and bad

અમાં સ્રી ડોસીમા
An old woman

અમી સ્રી અમૃત, થૂંક
Nector, Spittle

અમીરાત સ્રી ખાનદાની, અમીરી
The state or position of a nobleman nobility

અરડો વિ અઢાર
Eighteen

અરટ પુ રેંટિયા
A spinning wheel

અર્જણ પુ એક નામ
A proper name

અલારયો પુ આખલો
A bull

અવાડો પુ ઢોરને પીવાના પાણી માટેનો બાંધેલો કુંડ
A reservoir or large basin of water for cattle to drink from

અવેર સ્ત્રી અસૂર, મોડું
Delay, lateness

અવ્રો વિ અવળો ડાબો
Not straight, Left

અસાંકે સર્વ અમને
To us

અસાંજો સર્વ અમારો
Our

અમી સર્વ અમે
We

અસો પુ મસ
A mole

અસોસ અ વારંવાર
Often

અસ્વાર પુ ઘોડા પર કે તેના બીજાં પ્રાણી પર બેઠેલી વ્યક્તિ
A rider, a horseman

## આ

આંય સર્વ તમે
You

આંઉ સર્વ હું

આંકે સર્વ આપને
To you (honorific)

આંખો પુ આખલો
A bull

આંજો સર્વ તમારો
Your

આંટી ભરાણી સ ક્રિ આંટી ભરાવવી
To trip (cause to fall)

આંધા નવ આંતરડાં
Intestines

આંબ્ઝૂ સ ક્રિ આંબવું
To catch (chase and catch)

આંબો પુ કેરીનું ઝાડ, મોટી પાકી કેરી
A mango tree, A big ripe mango

આંવા સર્વ તમારા માટે
For you

આઈ સ્ત્રી મા, સાસુ
*Mother, Mother-in-*law (rarely)

આકા સ્ત્રી સ્ત્રી
A woman

આકાય સ્ત્રી કુટુંબ
A family

આકાસ પુ આકાશ
The sky

આખાણી સ્ત્રી વાર્તા
A tale

આખાડો પુ અખાડો મોરની કળા
A gymnasium, The expanded tail of a peacock

આગરજાય વિ (સ્ત્રી) આગલા ઘરની
Born of a previous wife

આચાર નવ રીતભાત
Manners

આછલાય વીજણૂ સ ક્રિ મસળીને સાફ કરવુ
To rinse

આજાર પુ દુ ખ
Pain

આજીજી કેણી અ ક્રિ , સ ક્રિ આજીજી કરવી
To beseech, entreat

આટાર સ્ત્રી રેતી
Sand

આડત સ્ત્રી આદત, ટેવ
Habit, practice

આડી સ્ત્રી જુવાર, બાજરી, વગેરેના સાઠાના ભોથા કાપવા માટે નીચે રખાતુ લાકડાનુ ચોકઠુ, મકાનમા, છતના ટેકણરૂપ આડુ લાકડુ
A wooden piece used in cutting fodder, A cross-beam

આડસર પુ મકાનમા છતના ટેકણરૂપ ઊભુ મોટુ લાકડુ
A beam

આણ સ્ત્રી સોગદયુક્ત આજ્ઞા
A command containing oath

આડુસ મોણણૂ અ ક્રિ આળસ મરડવી
To stretch (oneself)

આડીકો પુ આગળિયો
A wooden stopper

આડ પુ ધણ, ધણ સાથે જનાર માણસ
A herd of cattle, A herdsman

આડ્યો પુ ચોરણા ઉપર કેડ બાધવા માટે વપરાતું પોતિયુ
A small Dhoti like wrap used to tie waist upon lower garment of a male

આત્વાર પુ રવિવાર
Sunday

આથર[1] પુ ગધેડાના લગડા નીચે મુકાતુ શણિયુ
A jute cloth used to keep under a wooden frame on the ass's back

આથર[2] વિ રીતભાત વગરનુ
Mannerless

આથાણૂ પુ અથાણુ
Pickle

આથણૂ સ ક્રિ આથવુ
To season (add spice)

આધત સ્ત્રી આદત, ટેવ
Habit, practice

આધૂ પુ આદુ
Ginger

આન્ઘર સ્ત્રી આગળી
A finger

આન્ઘૂઠો પુ અગૂઠો
A thumb, toe

*આન્ધેલ વિ. આંકેલો (સાંઢ).
Branded.

આન્ધારો પુ. અંધારૂં.
Darkness.

આન્ધારો કેણૂ અ.ક્રિ. અંધારૂં કરવું.
To darken.

આપ્ઘાત કેણૂ અ.ક્રિ. આપઘાત કરવો.
To commit suicide.

આફ્રો પુ. આફરો.
A disease of windiness in the stomach.

આભ પુ. આકાશ.
The sky.

આભો પુ. ઝભ્ભો, પહેરણ.
A shirt.

આમ્લી સ્ત્રી આંમલી.
A tamarind tree.

આમ્ભર્યો પુ આંબલિયો.
A seed in a tamarind pod.

આયસ સ્ત્રી. આયુષ્ય.
Life.

આર[1] પુ. આળ.
A false imputation, allegation.

આર[2] સ્ત્રી. અણી
A pointed iron spike.

આરીસો પુ. દર્પણ.
A mirror.

આર્યો પુ. તાકું.
A recess in a wall.

આસૂં વિ. આળસુ.
Idle.

આલ સ્ત્રી. કાકડી.
Cucumber.

આલણૂં અ.ક્રિ. આલીને બેસવું.
To lie (recline).

આવર્ધા સ્ત્રી. આવરદા, આયુષ્ય.
The duration of *one's life, life span.*

આશીવાડ ડેણા સ ક્રિ.આશીર્વાદ દેવા.
To bless (give blessings).

આસા સ્ત્રી. આશા.
Hope.

આસા રખણી અ.ક્રિ. આશા રાખવી
*To hope.*

આસ્માન પુ. આકાશ.
The sky.

આસ્ંરે રેણૂ અ ક્રિ. આશરે રહેવું.
To depend.

---

* આખલાને, લોખડનું ત્રિશૂળ તપાવીને તેની છાપ મારવામાં આવતી. આવો આખલો 'આંકેલ' કહેવાતો. આકેલ આખલો રખડતો હોય તો પણ તેની ખસી કરાતી નહીં.

## ઇ, ઈ

## ઈ

ઈચ્છા હોણી અ ક્રિ ઇચ્છા હોવી
To wish for

ઈનાં પુ ઈંડું
An egg

ઈચ્છા કેણી અ ક્રિ ઇચ્છવું
To desire.

ઈંડો વિ જુઓ 'અડો'

ઈશારો કેણૂ અ ક્રિ સ ક્રિ ઈશારો કરવો
To beckon.

ઈસ્તરી કેણી અ ક્રિ ઇસ્તરી કરવી
To iron (clothes)

## ઉ

## ઊ

ઊ સર્વ તે, પેલો
He, that

ઊગણૂ અ ક્રિ ઊગવું
To grow

ઊઘાડણૂ સ ક્રિ ઉઘાડવું
To open

ઊચું કેણૂ સ ક્રિ ઊંચું કરવું
To raise.

ઊજવણૂ સ ક્રિ ઊજવવું
To celebrate.

ઊજાડણૂ સ ક્રિ ઉજાળવું
To brighten

ઊજારો પુ અજવાળું
Light, twilight

ઊઠીણૂ અ ક્રિ ઊઠવું
To wake up, arise

ઊતરે વનણૂ સ ક્રિ ઊતરી જવું
To spoil (become overripe)

ઊનઈ વિ ઓગણીસ
Nineteen

ઊનો વિ ઊંડો
Deep

ઊન્દર પુ ઉંદર
A mouse

ઊન્ધાણુ કેણી અ ક્રિ ઊપણવું
To winnow (grain)

ઊપક્રો પુ આકાશનો ઉઘાડ
The break of clouds in sky

ઊપાસ્રો પુ અપાસરો ઉપાશ્રય
A Jain monastery

ઊમેર્ણૂ સ ક્રિ ઉમેરવું
To add

ઊવાર્યો પુ આગળિયો, કૂવામાથી પાણી બહાર કાઢવાની એક યાન્ત્રિક ગોઠવણ
A wooden bar for fastening door, A mechanical device for fetching out water from a well

ઊલટી કેણી અ ક્રિ ઊલટી કરવી
To vomit

## એ

ઍંકાર પુ. અહંકાર, ગર્વ.
Pride, arrogance.

ઍંટ સ્ત્રી. વટ.
Obstinacy.

એગ્લો વિ. આગળનું.
Previous, former.

એધ્યા અ. આગળ.
In front of.

એચ્છે અ. અહીં.
Here.

એટ્ટ સ્ત્રી. ઈંટ.
A brick.

એડી અ. એવી.
Such.

એણુ સ્ત્રી. એરણ.
An anvil.

એતરેલા અ. એટલા માટે.
For that.

એતરો વિ. એટલું.
So much.

એન્સાફ પુ. ઇન્સાફ.
Justice.

એમાન પુ. સાચ, નેકી.
Truth; Honesty.

એરક સ્ત્રી. કોણી.
An elbow.

એસારો કેણો સ.ક્રિ. ઇશારો કરવો.
To signal.

## ઐ

## ઓ

ઓકાર પુ. ઢોળાવ.
A slope.

ઓકારે વન્ણૂ સ ક્રિ. ગળવુ.
To swallow.

ઓકાણૂઁ સ ક્રિ. ઊકળવુ
To boil.

ઓઘાણૂઁ સ ક્રિ. ડાઘ કાઢી નાખવા.
To bleach

ઓઘ્રાઈ સ્ત્રી. ઓડકાર.
A belching.

ઓઘ્રાઈ ઉણી અ.ક્રિ ઓડકાર ખાવો.
To belch.

ઓઘ્રાણૂ સ ક્રિ. ઉઘરાવવું.
To collect

ઓછૂં કેણૂ સ.ક્રિ. ઓછું કરવું.
To alleviate, lessen.

ઓટો પુ ઓટલો.
A platform erected before a house serving as a seat.

ઓડાણૂ સ ક્રિ. (આંખ) મીંચવી.
To shut (eyes).

ઓઢકો પુ. ઓઠીંગણુ.
A reclining object.

ઓડ્ખણૂ સ ક્રિ. ઓળખવું.
To recognise, know.

ઓતાણું[1] સ ક્રિ ઉતારવુ (કપડા)
To take off (clothing)

ઓતાણું[2] સ ક્રિ ઉતારવુ (ઉપરથી નીચે)
To take down

ઓથ્લાણુ સ ક્રિ ઉથલાવવુ
To turn over (invert something)

ઓન્જો વિ અઘરુ
Difficult

ઓન્જો લગણૂ અ ક્રિ, સ ક્રિ માઠુ લાગવુ
To pinch, feel bad

ઓભાકી ડણી અ ક્રિ બગાસુ ખાવુ
To yawn

ઓભાર પુ ઉલાળ
The process of sloping down of the backward side due to unequalized weight, imbalance

ઓભો થીણૂ સ ક્રિ ઊભા થવુ
To stand up

ઓર્માઈ સ્ત્રી ઓરમ ન, સાવકી
Having the same father but different mothers

ઓર્યા અ પાસે, નજીક
Near

ઓસાણુ પુ સમયસૂચકતા
Attention at a critical time, timely recollection

ઓસાવણૂ ક્રિ ઓસાવવુ
To drain excess water from the cooked rice

ઓસ્લો પુ ખેતરમાથી પાક ઉપાડી લેતા રહી ગયેલી શીંગો (ખાસ કરીને મગફળીની) વીણવાની ક્રિયા
To collect the residue of crops such as ground nuts

## ઓં

ઓંછાછરી વિ ઉદ્ધત
Rude

ઓંરોટ પુ જુઓ 'અરટ'

ઓંકારી સ્ત્રી ઊલ્ટી
vomit

ઓંકેડો પુ ઉકરડો
A heap of rubbish

ઓંકણું સ ક્રિ ઊકળવુ
To boil (as water)

ઓંકખર સ્ત્રી ખાડણિયુ
A mortar

ઓંખ સ્ત્રી અડચણ
Inconvenience

ઓંખણુ કેણી સ ક્રિ કાખમા તેડવુ
To carry (a baby in customary manner) on the waist

ઑખડ્યાત વિ ઓખર કરનાર ઢોર
An ox or a cow who has a habit of eating human excreta

ઑખો વિ મુશ્કેલ
Difficult

ઑખોણૂં સ ક્રિ ઉખેડવુ
To dig up (root out crops)

ઑખોટણૂ સ ક્રિ ખોલવુ
To uncover

ઑગન સ્ત્રી નીકમાંથી પાણી જ્યાંથી જતું હોય તે જગ્યા
Leaking spot of a surge.

ઑઘમ પુ ઘામ, બફારો
Heat, warmth.

ઑઘામણૂ સ ક્રિ ઉગામવુ
To strike

ઑઘોણૂ પુ પૂર્વ
The east

ઑઘણૂ અ ક્રિ ઊગવુ
To grow, sprout

ઑચાડા ભર્ણાં અ ક્રિ ઉચાળા ભરવા
To desert, vacate

ઑચાડો પુ હિજરતમાંનો સરસામાન, ઉચાળો
The transportable house-hold.

ઑચોં વિ ઊંચો
High

ઑજાંગડ અ અટકળ
Not by the usual track

ઑજરી સ્ત્રી હોજરી
The stomach

ઑઝરણૂ અ ક્રિ ઊલટવુ
To become upside down.

ઑટઠ પુ ઊંટ
A camel

ઑટણૂ સ ક્રિ ઓટવુ
To stitch (a piece of cloth) by hemming in

ઑઠાડ઼ી પુ ઊંટવાળો
A camelman

ઑઠીણૂ સ ક્રિ ઊઠવુ
To get up

ઑઠો પુ નિશાની, ઓઠું
A mark

ઑઠો ગન્ણૂ સ ક્રિ ટેકણ લેવુ
To take support of

ઑડઈ સ્ત્રી ઊધઈ
White ants

ઑડો અ નજીક
Near

ઑડણૂ[1] અ ક્રિ ઊડવુ
To fade (lose colour)

